# બંધારણવાળો બાબો ભાગ ૧




**આ**જકાલ ગુજરાતી અખબારોના કેટલાક ટુણીયાટ કટારલેખકો સતત એવો પ્રચાર કરી રહ્યા છે કે ડો. બાબાસાહેબ આંબેડકર બંધારણના ઘડવૈયા ન હતા અને તેમણે પોતે કહેલું કે તેઓ તો માત્ર ટાઇપિસ્ટ હતા. હમણાં ગુજરાત સરકારે બાળકોના કોઈ પાઠ્યપુસ્તકમાં પણ બંધારણના ઘડવૈયાઓની યાદી આપીને બાબાસાહેબનું મહત્વ ઓછું કરવાનો પ્રયાસ કર્યો હોવાનો આક્ષેપ થયો છે.

બાબાસાહેબ બંધારણના ઘડવૈયા હતા એવું કહેવા માટે તર્કબદ્ધ દલીલો આપવી પડે. વિનોબા ભાવેએ બાબાસાહેબને આધૂનિક મનુ કહ્યા હતા એવું કહેવામાત્રથી ના ચાલે. ડો. બાલીના પુસ્તકના કેટલાક ઉદ્ધરણો મૂકી દેવાથી ના ચાલે. આ માટે તમારે થોડું અધ્યયન કરવું પડે. સૌ પ્રથમ તો ડો. રાજેન્દ્રપ્રસાદના એ વાક્યો યાદ કરવા પડે, જે તેમણે 26 નવેમ્બર, 1949ના દિવસે બંધારણસભાએ સર્વાનુમતે બંધારણ પસાર કર્યું તે પહેલાં બાબાસાહેબ માટે ઉચ્ચાર્યા હતા. બંધારણસભાના પ્રમુખ રાજેન્દ્રપ્રસાદે કહેલું,

"હું (મારું વક્તવ્ય) પૂરું કરું તે પહેલાં, મારે આ પ્રતિષ્ઠિત સભાના તમામ સભ્યોનો આભાર માનવો જ રહ્યો, જેમના તરફથી મને માત્ર સૌજન્ય જ નહીં, બલ્કે હું કહીશ કે તેમનો આદર અને પ્રેમ પણ મને પ્રાપ્ત થયો છે. (અધ્યક્ષની) ખુરશીમાં બેઠા બેઠા અને રોજેરોજની કાર્યવાહી નિહાળતાં મને સમજાયું છે કે જે ઉત્સાહ અને નિષ્ઠાથી મુસદ્દા સમિતિના સભ્યો અને ખાસ કરીને તેના ચેરમેન ડો. આંબેડકરે પોતાની નાદુરસ્ત તબિયત છતાં કામ કર્યું છે તે ભાગ્યે જ બીજું કોઈ કરી શક્યું હોત. એમને મુસદ્દા સમિતિમાં મુકવાના અને તેના ચેરમેન બનાવવાના નિર્ણય કરતા વધારે સારો નિર્ણય આપણે લીધો ન હતો કે લઈ શક્યા ના હોત. તેમણે ના માત્ર તેમની પસંદગીને ઉચિત ઠેરવી છે, બલ્કે તેમણે જે કાર્ય કર્યું છે તેમાં આભા ઉમેરી છે...."

(કોન્સ્ટિટ્યૂઅન્ટ એસેમ્બલી ડીબેટ્સ, વોલ્યૂમ 11, પેઇજ 994)

સંઘ પરિવારની ચડ્ડીઓને ચડ્ડીના બટન વાસવાનું પણ ભાન ન હતું, ત્યારે બાબાસાહેબે આ મહાન દેશનું બંધારણ રચીને આપણા પર બહુ મોટો ઉપકાર કર્યો છે.

***

# બંધારણવાળો બાબો ભાગ ૨




બંધારણની મુસદ્દા સમિતિમાં સાત સભ્યોની નિમણૂંક થઈ હતી. એમાંના એક ટી. ટી. કૃષ્ણામાચારી એ બંધારણના ઘડવૈયા તરીકેની ડો. બાબાસાહેબ આંબેડકરની ભૂમિકાને બિરદાવતા કહેલું કે,

**... બંધારણનો મુસદ્દો ઘડવાનો બોજો એકમાત્ર ડો. આંબેડકરના શિરે આવ્યો હતો અને નિ:શંકપણે સરાહનીય રીતે આ કાર્ય સિદ્ધ કરવા બદલ આપણે એમના ઋણી છીએ...**

"સભાને કદાચ એ વાતની જાણ છે કે તમે નિયુક્ત કરેલા સાત સભ્યો પૈકીના એકે સભામાંથી રાજીનામુ આપ્યું હતું અને તેમની જગ્યાએ અન્યને લેવા પડ્યા હતા. એક સભ્ય મૃત્યુ પામ્યા હતા. તેમની પૂર્તિ થઈ શકી ન હતી. એક સભ્ય અમેરિકામાં હતા અને તેમની જગ્યા ભરી શકાઈ ન હતી. એક સભ્ય સરકારી કામોમાં વ્યસ્ત રહેતા હતા, એટલે એમનું પદ ખાલી જેવું જ હતું. એક કે બે સભ્યો દિલ્હીથી દૂર રહેતા હતા અને કદાચ આરોગ્યના કારણસર તેઓ હાજર રહી શક્યા ન હતા. તેથી અંતે એવું બન્યું કે આ બંધારણનો મુસદ્દો ઘડવાનો બોજો એકમાત્ર ડો. આંબેડકરના શિરે આવ્યો હતો અને નિ:શંકપણે સરાહનીય રીતે આ કાર્ય સિદ્ધ કરવા બદલ આપણે એમના ઋણી છીએ એ બાબતમાં મને લગીરે શંકા નથી."

***પ્રજાના કામો કરવાના બદલે ઉત્સવોના તાયફાઓમાં વ્યસ્ત ગુજરાત સરકારના અભણ, ઠોઠ નિશાળીયા જેવા પ્રધાનોને આ ઐતિહાસિક તથ્યની જાણ નથી.***

***

# બંધારણવાળો બાબો ભાગ ૩



*Dr. Ambedkar will be remembered not only for promoting interests and education of Dalits but he will be remembered for his contribution to nation building and its modernisation.*







ડૉ. બાબાસાહેબ આંબેડકર મહાન હતા, પરંતુ એ કઈ ઘડી હતી જ્યારે એમની મહાનતાનો સમગ્ર દેશને પરિચય થયો? એ કયો પ્રસંગ હતો, જ્યારે બાબાસાહેબે એમની વિલક્ષણ વિદ્વતા, પારદર્શક પ્રતિબદ્ધતા અને અદમ્ય દેશભક્તિથી તે સમયના દેશનેતાઓના મન હરી લીધાં હતા? એમના દુશ્મન સમા કોંગ્રેસીઓને નતમસ્તક કરી દીધા હતાં?

**17 ડિસેમ્બર, 1946નો એ દિવસ હતો. એ દિવસે બાબાસાહેબ સંવિધાનસભામાં ડો. એમ. આર. જયકરે મુકેલા પ્રસ્તાવ અંગે પોતાનો પ્રતિભાવ આપવા ઉભા થયા હતા.**

17 ડિસેમ્બર, 1946નો એ દિવસ હતો. એ દિવસે બાબાસાહેબ સંવિધાનસભામાં ડો. એમ. આર. જયકરે મુકેલા પ્રસ્તાવ અંગે પોતાનો પ્રતિભાવ આપવા ઉભા થયા હતા. જયકરે જવાહરલાલ નેહરુએ રજુ કરેલા ઠરાવમાં સુધારો સૂચવ્યો હતો. મુસ્લિમ લીગ સંવિધાન

સભાનો બહિષ્કાર કરી ચૂકી હતી. મુસ્લિમ લીગ બંધારણના ઘડતરની પ્રક્રિયામાં જોડાય નહીં ત્યાં સુધી ઠરાવ પસાર ના થાય તેવું જયકર સૂચવી રહ્યા હતા.

બાબાસાહેબ જયકરના પ્રસ્તાવ અંગે બોલવા ઉભા થયા ત્યારે સંવિધાનસભામાં ઉપસ્થિત કોંગ્રેસીઓને એવી અપેક્ષા હતી કે ડો. આંબેડકર જયકરને સમર્થન આપવાની મેલી રમત રમશે અને એવું ધારીને ડો. આંબેડકરને ભોંય ભેગા કરવાનો મનસૂબો કોંગ્રેસીઓ હૈયામાં ધરીને બેઠા હતા. પરંતુ, સૌના આશ્ચર્ય વચ્ચે બાબાસાહેબે તેમના સમગ્ર જીવનના અર્ક સમું, તેમની પ્રતિભાને અનુરૂપ એવું ઓજસ્વી વક્તવ્ય આપ્યું કે સમગ્ર સંવિધાન સભાએ ઉભા થઈને તાળીઓના ગડગડાટથી તેમને વધાવી લીધાં હતાં.

બાબાસાહેબના એ વક્તવ્ય વિષે હું તમને અહીં વિસ્તારપૂર્વક જણાવીશ, પરંતુ અત્યારે તો એટલું જ કહીશ કે એ ઘડીથી બંધારણના ઘડવૈયા તરીકેની બાબાસાહેબની ભૂમિકાની શરૂઆત થઈ હતી.



#Thanks #Babasaheb




**Dr. Babasaheb Ambedkar has given us a Constitution that we all are proud of. India is indebted to him. India will always be thank-ful to Babasaheb for his rich service to the nation.**

itsBlueDiary.blogspot.in




***

# બંધારણવાળો બાબો ભાગ ૪




બંધારણના ઘડવૈયા કોને કહેવાય? સંવિધાનસભામાં 207 સભ્યો હતા. કેમ એ બધાને બંધારણના ઘડવૈયાનું બિરુદ ના મળ્યું? કેટલાક સભ્યો તો વાંધા વચકા કાઢનારા, પાણીમાંથી પોરા કાઢનારા ને માથાના વાળના બે ભાગ (hair-splitting) કરનારા હતા. એકમાત્ર બાબાસાહેબ એવા હતા કે જેમના શિરે એમણે લખેલા બંધારણના મુસદ્દાના એક એક શબ્દનો બચાવ કરવાની જવાબદારી આવી પડી હતી, જે તેમણે બખૂબી નિભાવી હતી. આનું સૌથી સચોટ ઉદાહરણ તમને લઘુમતીઓના બંધારણીય અધિકારો અંગેની

> **"લઘુમતીઓના અધિકારો કોઇપણ વિચારણાને અધીન ના હોવા જોઇએ કે બીજો પક્ષકાર (પાકિસ્તાન) તેના અધિકારક્ષેત્રમાં લઘુમતીઓ જોડે શું કરવા ઇચ્છશે."**

ચર્ચામાં જોવા મળશે.

પહેલી મે, 1947ના રોજ સરદાર પટેલે "અનુચ્છેદ 18 – સાંસ્કૃતિક અને શૈક્ષણિક અધિકારો " નો ઠરાવ રજુ કર્યો હતો. આ ઠરાવનો વિરોધ ક. મા. મુનશી અને ત્યાગી જેવા સભ્યોએ કર્યો હતો. ઠરાવના બચાવમાં બાબાસાહેબે જે શબ્દો ઉચ્ચાર્યા હતા તે આજે હિન્દુત્વના હિંસક વંટોળમાં કેટલા પ્રસ્તુત છે તે તમે ખુદ નક્કી કરજો. બાબાસાહેબે કહેલું,

" (મુનશી અને ત્યાગી જેવા સભ્યોની) આ દરખાસ્તના સમર્થનમાં એક જ કારણ છે, જે સમજી શકાય છે, કે લઘુમતીઓના અધિકારો સાપેક્ષ હોવા જોઇએ. એટલે કે પાકિસ્તાનની સંવિધાનસભા ત્યાંના લઘુમતીઓને (હિન્દુઓને) શું અધિકારો આપે છે તેની રાહ જોવી જોઇએ અને પછી હિન્દુસ્તાનમાં લઘુમતીઓને (મુસ્લિમોને) અધિકારો આપવાનું નક્કી કરવું જોઇએ. હવે, અધ્યક્ષ મહોદય, તમામ મતભેદો સાથે, આવા કોઇપણ વિચારનો મારે વિરોધ કરવો જ જોઇએ. લઘુમતીઓના અધિકારો નિરપેક્ષ હોવા જોઇએ. આ અધિકારો એવી કોઇપણ વિચારણાને અધીન ના હોવા જોઇએ કે બીજો પક્ષકાર (પાકિસ્તાન) તેના અધિકારક્ષેત્રમાં લઘુમતીઓ જોડે શું કરવા ઇચ્છશે."

(કોન્સ્ટિટ્યૂઅન્ટ એસેમ્બલી ડીબેટ્સ વોલ્યૂમ ત્રણ, પેઇજ ૫૦૩)

***



# બંધારણવાળો બાબો ભાગ ૫




બંધારણસભામાં જે વક્તવ્યથી ડો. બાબાસાહેબ આંબેડકરે સૌના મન હરી લીધા હતા એ વક્તવ્ય તમે વાંચો તો જ તમને ખબર પડે કે બાબાસાહેબને બંધારણના ઘડવૈયાનું બિરુદ કેમ મળ્યું હતું. આ વક્તવ્ય કોન્સ્ટિટ્યૂઅન્ટ એસેમ્બલી ડીબેટ્સના પ્રથમ ગ્રંથના 99થી 103 નંબરના પેઇજીસ પર છે.

બંધારણસભામાં જવાહરલાલ નેહરુએ મૂકેલા આઠ ઠરાવો પર જયકરે સુધારો મુક્યો હતો કે મુસ્લિમ લીગ બંધારણસભામાં ભાગ ના લે ત્યાં સુધી ઠરાવો મુલતવી રાખવામાં આવે.

સભાના અધ્યક્ષ રાજેન્દ્રપ્રસાદે બાબાસાહેબની આગળ આઠ જણા બોલનારા હતા છતાં એમને બોલવા માટે ઉભા કર્યા, કેમ કે રાજેન્દ્રબાબુને ખબર હતી કે ડો. આંબેડકર બંધારણસભાની નાવ હેમખેમ કિનારા સુધી પહોંચાડશે.

બાબાસાહેબ જયકર જોડે તો સંમત ના થયા, પરંતુ તેમણે નેહરુના ઠરાવોની પોલ ખોલી નાંખી હતી. તેમણે કહ્યું કે આ ઠરાવોમાં અધિકારો આપવામાં આવ્યા છે, પરંતુ તેના અમલ માટે કોઈપણ પ્રકારના ઉપાયો, ઉપચારો આપ્યા નથી.

અહીં એમણે એક અત્યંત મહત્વનું વાક્ય ઉચ્ચાર્યું હતું. તેમણે કહ્યું કે,

***"Rights are nothing unless remedies are provided whereby people can seek to obtain redress when rights are invaded"***

આનો સીધો સાદો અર્થ એવો થયો કે નાગરિકના અધિકારો છીનવાઈ જવાના સંજોગો ઉભા થાય ત્યારે તે પોતાના અધિકારોનું રક્ષણ કરી શકે તે માટે બંધારણમાં જોગવાઈ હોવી જોઇએ. નહીંતર આ અધિકારો નકામા છે.

ત્યાર બાદ તેમણે એક મહત્વની વાત ઉચ્ચારી કે "દેશમાં સામાજિક, આર્થિક, રાજકીય ન્યાયને ચરિતાર્થ કરવા જમીનનું રાષ્ટ્રીયકરણ અને ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ થવું જોઇએ. મને અપેક્ષા હતી કે ઠરાવોમાં આનો ઉલ્લેખ થશે, પરંતુ મારી આશા ઠગારી નીવડી."

અહીં બાબાસાહેબે આડકતરી રીતે જણાવી દીધું કે નેહરુ પોતે સમાજવાદી હોવાનો દાવો કરે છે, પરંતુ એમણે મૂકેલ ઠરાવોમાં એમની કહેવાતી વિચારધારાનું પ્રતિબિંબ પડતું નથી.

***

# બંધારણવાળો બાબો ભાગ ૬




**"હું જાણું છું ત્યાં સુધી મુંબઈ રાજ્યમાં ચોક્કસ જાહેર હેતુ માટે રાજ્ય દ્વારા બેગારી (વેઠ) કરાવવામાં આવે છે. એટલે જો રાજ્ય દ્વારા કરાવવામાં આવતી બેગારી પ્રથા પર પ્રતિબંધ મુકવામાં આવે તો કોઈપણ વ્યક્તિ એવી દલીલ કરશે કે ફરજિયાત લશ્કરી સેવા પણ બેગારી છે. તેથી આ તબક્કે સમજુતી (EXPLANATION) પડતી મુકવા બાબતે હું પર્યાપ્ત સંતુષ્ટ નથી."**

બંધારણસભામાં માનવ વેપાર અને બેગારી સહિતની ફરજિયાત મજુરી પર પ્રતિબંધ મુકતા અનુચ્છેદ 11 પર ચર્ચા થઈ હતી. આ અનુચ્છેદની નીચે તેની સમજુતી (explanation)માં રાજ્યને જાહેર હેતુ માટે ફરજિયાત સેવા લાદવાની છૂટ આપવામાં આવી હતી.

કનૈયાલાલ માણેકલાલ મુનશી સહિતના કોંગ્રેસી સભ્યોએ આ સમજુતી ઉડાડી દેવાનું સૂચન કર્યું હતું. તેમના મતે આ સમજુતી પડતી મુકવામાં આવે તો પણ ફરજિયાત લશ્કરી સેવા લાદતા રાજ્યને કોઈ રોકી શકશે નહીં.

ત્યારે બાબાસાહેબે તેમના સૂચનનો વિરોધ કરતા જણાવ્યું હતું કે, "હું જાણું છું ત્યાં સુધી મુંબઈ રાજ્યમાં ચોક્કસ જાહેર હેતુ માટે રાજ્ય દ્વારા બેગારી (વેઠ) કરાવવામાં આવે છે. એટલે જો રાજ્ય દ્વારા કરાવવામાં આવતી બેગારી પ્રથા પર પ્રતિબંધ મુકવામાં આવે તો

કોઈપણ વ્યક્તિ એવી દલીલ કરશે કે ફરજિયાત લશ્કરી સેવા પણ બેગારી છે. તેથી આ તબક્કે સમજુતી (explanation) પડતી મુકવા બાબતે હું પર્યાપ્ત સંતુષ્ટ નથી."

હાલ, ઉપરોક્ત સમજુતી બંધારણના અનુચ્છેદ 23ની પેટા કલમ (2) તરીકે જળવાઈ રહી છે. એ બાબાસાહેબની દેન છે.

આ સમજુતી પર બાબાસાહેબનું સવિસ્તર વક્તવ્ય કોન્સ્ટિટ્યૂઅન્ટ એસેમ્બલી ડીબેટ્સના ગ્રંથ ત્રણના પાના 480 પર છે. ફુરસદ મળે તો વાંચી લેજો.

***



# બંધારણવાળો બાબો ભાગ ૭




**30** જુન, 1947ના રોજ બંધારણસભાના અધ્યક્ષ ડો. રાજેન્દ્રપ્રસાદે બોમ્બે રાજ્યના તત્કાલીન વડાપ્રધાન બી. જી. ખેરને એક પત્ર પાઠવીને ડો. આંબેડકરને તાત્કાલિક ચૂંટી લાવવાનો અનુરોધ કર્યો હતો. તેઓ લખે છે,

"અન્ય કોઈપણ ગણતરીઓ ઉપરાંત, અમને જણાયું છે કે બંધારણસભામાં તેમ જ અન્ય સમિતિઓ કે જેમાં તેમની નિમણૂંક થઈ હતી તેમાં ડો. આંબેડકરનું કાર્ય એવા દરજ્જાનું છે કે એ જરૂરી છે કે તેમની સેવાઓથી આપણે વંચિત રહેવું જોઇએ નહીં. તમે જાણો છો તેમ, તેઓ બંગાળથી ચૂંટાયા હતા અને પ્રાંતના ભાગલા પછી તેઓ બંધારણસભાના સભ્ય તરીકે મટી ગયા છે. તેઓ આગામી 14મી જુલાઈથી શરૂ થતા બંધારણસભાના સત્રમાં હાજર રહેવા જોઇએ તે બાબતે હું અત્યંત આતુર છું અને તેથી તેઓ તાત્કાલિક ચૂંટાવા જોઇએ તે જરૂરી છે."

*જે માણસનું રાજકીય અસ્તિત્વ ખતમ કરી દેવા કોંગ્રેસીઓએ આકાશ પાતાળ એક કર્યાં હતા તે જ માણસને બંધારણસભામાં પાછા બોલાવવા માટે બંધારણસભાના અધ્યક્ષ પોતે બેચેન હતા.*

જે માણસનું રાજકીય અસ્તિત્વ ખતમ કરી દેવા કોંગ્રેસીઓએ આકાશ પાતાળ એક કર્યાં હતા તે જ માણસને બંધારણસભામાં પાછા બોલાવવા માટે બંધારણસભાના અધ્યક્ષ પોતે બેચેન હતા. બાબાસાહેબ બંધારણના ઘડવૈયા હતા તેનો આનાથી મોટો પુરાવો કયો જોઇએ તમારે?

(ફોટો - બંધારણસભામાં બાબાસાહેબ સાથે ડો. રાજેન્દ્રપ્રસાદ)

***



# બંધારણવાળો બાબો ભાગ ૮

itsBlueDiary.blogspot.in




"બીજા દેશોના બંધારણોની આંધળી નકલ કરવાનો આરોપ, મને ખાત્રી છે કે (આપણા) બંધારણના અપૂરતા અભ્યાસને આભારી છે."

- ડૉ. આંબેડકર

**4** નવેમ્બર, 1948ના રોજ ડો. બાબાસાહેબ આંબેડકરે બંધારણસભામાં બંધારણની મુસદ્દા સમિતિના ચેરમેન તરીકે દેશના બંધારણનો મુસદ્દો રજુ કર્યો ત્યારે એમણે એમના ઐતિહાસિક પ્રવચનમાં ભારતને મહાન બનાવવાનો રોડ મેપ આપ્યો હતો. કોન્સ્ટિટ્યૂઅન્ટ એસેમ્બલી ડીબેટ્સના ત્રીજા વોલ્યૂમના પેઇજ 31થી 44 પર નોંધાયેલું આ વક્તવ્ય પોતાને બુદ્ધિજીવી માનતા દરેક ભારતીયે વાંચવા જેવું છે. અકાટ્ય તર્ક, પારદર્શક દલીલો અને બુદ્ધિના ચમકારા જેના એક એક શબ્દમાં છે એવા આ પ્રવચનમાં આર્ષદ્રષ્ટા આંબેડકર સોળે કળાએ ખીલી ઉઠ્યા હતા.

ભારતનું બંધારણ દુનિયાના બીજા દેશો અને ખાસ કરીને અમેરિકા અને બ્રિટનના (અલેખિત) બંધારણ કરતા કઈ રીતે જુદું પડે છે એના ખાસ લક્ષણો બાબાસાહેબે તારવી બતાવ્યા હતા. અત્યારે નાગપુરની ગોબરમંડળી જે આક્ષેપ કરી રહી છે એ ગંદો, ગલીચ

“બીજા દેશોના બંધારણોની આંધળી નકલ કરવાનો આરોપ, મને ખાત્રી છે કે (આપણા) બંધારણના અપૂરતા અભ્યાસને આભારી છે. બંધારણના મુસદ્દામાં શું નવીન છે તે મેં દર્શાવ્યું છે અને મને ખાત્રી છે કે જે લોકોએ બીજા દેશોના બંધારણોનો અભ્યાસ કર્યો છે અને જેઓ આ સમગ્ર બાબતને તટસ્થતાપૂર્વક વિચારવા તૈયાર છે તેઓ સંમત થશે કે જે રીતે ચીતરવામાં આવે છે તે રીતે મુસદ્દા સમિતિ પોતાની ફરજ બજાવવામાં આવી કોઈ આંધળી કે ગુલામ નકલની શિકાર બની નથી.”

– ડો. આંબેડકર

આક્ષેપ એ વખતે પણ થતો હતો કે ભારતનું બંધારણ તો દુનિયાના બીજા દેશોના બંધારણોની કોપી માત્ર છે. એ અપપ્રચારનો જવાબ આપતાં બાબાસાહેબે કહ્યું હતું કે,




**(તસવીર - અમેરિકી બંધારણસભા)**

***

# બંધારણવાળો બાબો ભાગ ૯




"દુનિયાના કોઈપણ દેશનું બંધારણ (ભારતના) બંધારણના મુસદ્દા (draft constitution) જેટલું દળદાર નથી એ વાતનો સ્વીકાર કરવો જ જોઇએ અને જે લોકોએ આ મુસદ્દાનો અભ્યાસ ના કર્યો હોય તેમના માટે તેના વિશિષ્ટ અને ખાસ લક્ષણો સમજવા અઘરા હશે."

- ડૉ. બાબાસાહેબ આંબેડકર




"દુનિયાના કોઈપણ દેશનું બંધારણ (ભારતના) બંધારણના મુસદ્દા (Draft Constitution) જેટલું દળદાર નથી એ વાતનો સ્વીકાર કરવો જ જોઇએ અને જે લોકોએ આ મુસદ્દાનો અભ્યાસ ના કર્યો હોય તેમના માટે તેના વિશિષ્ટ અને ખાસ લક્ષણો સમજવા અઘરા હશે."

ડૉ. બાબાસાહેબ આંબેડકરે જ્યારે બંધારણસભામાં દેશના બંધારણનો મુસદ્દો રજુ કર્યો ત્યારે ઉપરોક્ત શબ્દો ઉચ્ચાર્યા હતા. આઠ મહિના સુધી મુસદ્દો પબ્લિક ડોમેનમાં મુકાયો હતો અને તેના અંગે થયેલી ટીકાઓથી બાબાસાહેબ સૂપેરે અવગત હતા. આ દેશની રગેરગ જેમની જાણમાં હતી તેવા આ મહામાનવને એ હકીકતની પણ ખબર હતી કે સિત્તરે વર્ષ પછી પણ આ દેશમાં જાતિવાદી ટુણીયાટ કટારલેખકો આ પવિત્ર ગ્રંથ પર કીચડ ઉછાળશે અને ગાયનું મૂતર પીને જેમના મગજમાં ન્યુરોન્સની જગ્યાએ પોદળા

જામી ગયા છે તેવા લોકો આ બંધારણને અરબી સમુદ્રમાં ફગાવી દેવાની પણ માગણી કરશે.

અમેરિકા, સ્વિસ અને બ્રિટિશ લોકશાહીઓ સાથે ભારતની લોકશાહીની તુલના કરતા તેમણે જણાવેલું કે, “ અમેરિકા અને સ્વિસ વ્યવસ્થાઓ વધારે સ્થિરતા અને ઓછી જવાબદારી આપે છે. જ્યારે બ્રિટિશ વ્યવસ્થા વધારે જવાબદારી અને ઓછી સ્થિરતા આપે છે. કારણ સ્પષ્ટ છે. અમેરિકી કારોબારી તેના અસ્તિત્વ માટે કોંગ્રેસની બહુમતી પર નિર્ભર નથી. જ્યારે બ્રિટનની વ્યવસ્થામાં સંસદીય કારોબારી છે, જે સંસદમાં બહુમતી પર નિર્ભર છે. અમેરિકાની કોંગ્રેસ કારોબારીને બરખાસ્ત કરી શકતી નથી. જ્યારે સંસદીય સરકાર જે ઘડીએ સંસદની બહુમતીનો વિશ્વાસ ગુમાવે છે તે જ ક્ષણે તેણે રાજીનામુ આપી દેવું પડે છે.”

અને આ તુલના દ્વારા તેમણે જણાવ્યું કે શા માટે આપણે ભારતમાં બ્રિટન જેવી સંસદીય પ્રણાલી અપનાવી છે.



**(ફોટો - બ્રિટનનું હાઉસ ઓફ કોમન્સ)**

***

# બંધારણવાળો બાબો ભાગ ૧૦




Government of India Act, 1935.

[26 Geo. 5. Ch. 2.]

**"ઉધાર લેવામાં કશું જ ખોટું નથી. એ કોઈ તફડંચી નથી. એક બંધારણના બૂનિયાદી વિચારો પર કોઈનો પેટન્ટ અધિકાર હોતો નથી."**

ARRANGEMENT OF SECTIONS. - ડો. બાબાસાહેબ આંબેડકર



## સંવૈધાનિક નૈતિકતા અને મન કી બાત

ભારતનું બંધારણ ગવર્નમેન્ટ ઓફ ઇન્ડીયા એક્ટ, 1935નો વિચાર વિસ્તાર માત્ર છે.

એવા આક્ષેપનો જવાબ આપતા બાબાસાહેબે કહેલું કે,

" ઉધાર લેવામાં કશું જ ખોટું નથી. એ કોઈ તફડંચી નથી. એક બંધારણના બૂનિયાદી વિચારો પર કોઈનો પેટન્ટ અધિકાર હોતો નથી. હું એ વાતે દિલગીર છું કે ગવર્નમેન્ટ ઓફ ઇન્ડીયા એક્ટ, 1935માંથી લેવાયેલી જોગવાઈઓ મોટેભાગે વહીવટી વિગતો સંબંધિત છે. હું એ વાતે પણ સંમત છું કે વહીવટી વિગતોને બંધારણમાં કોઈ સ્થાન નથી. હું તીવ્રપણે ઇચ્છું છું કે મુસદ્દા સમિતિને બંધારણમાં તેમનો સમાવેશ નહીં કરવાની પરવાનગી મળી હોત. પરંતુ કહેવાનું એટલું જ છે કે તેમની જરૂરિયાત તેમના સમાવેશને ઉચિત ઠેરવે છે."

આ તબક્કે બાબાસાહેબ સંવૈધાનિક નૈતિકતાની જીકર કરે છે અને સમજાવે છે કે,

" સંવૈધાનિક નૈતિકતા એટલે સંવિધાનના સ્વરૂપો માટે સર્વોચ્ચ આદર અને આ સ્વરૂપો અંતર્ગત કામ કરતી ઑથોરિટી પરત્વે આજ્ઞાંકિતતા અને તેની સાથે વાણી સ્વાતંત્ર્યની આદત, માત્ર સુનિશ્ચિત કાનૂની અંકુશને અધિન હોય અને દરેક નાગરિકના હ્રદયમાં સંપૂર્ણ આત્મવિશ્વાસ જગાવતા હોય તેવા ઑથોરિટીના જાહેર કૃત્યો."

બાબાસાહેબના આ વચનોથી આજના શાસકોના કૃત્યો તોળી જુઓ. તમે જ કહેશો કે સંવૈધાનિક નૈતિકતા એટલે માત્ર મન કી બાત નહીં ..... ઘણું બધું ....



**(ફોટો ગોળમેજી પરિષદોની ભલામણોના આધારે રચાયેલા ગવર્નમેન્ટ ઓફ ઇન્ડીયા એક્ટ, 1935ને બ્રિટન સંસદમાં મળેલી બહાલી)**

*******

Written by ***Raju Solanki*** , Mobile No. 9898650180

Compiled by ***Vishal Sonara***, Mail ID *thevishalsonara@gmail.com*